# દાદાચાનજી કુટુંબની વંશાવળી

અને

# તવારીખ.



લખનાર:—સોરાબ પાલનજી દાદાચાનજી.







આ "દાદાચાનજી કુટુંબની વંશાવળી અને હકીકત" મીં૦ સોરાબ પાલનજી દાદાચાનજીએ મુંબઇ ગોવાલ્યા તળાવ ખલકદીના ટેરેસથી લખી છે અને મીં૦ દીનશા એ. કરકરયાએ ગ્રાંટરોડ ટ્રામ ટરમીનસ પર પોતાના માલીક પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી છે અને ત્યાંથી પ્રગટ કરી છે.

# પ્રસ્તાવના.

આ વંશાવલી અને તવારીખ જે હાલમાં પરવરદેગારની મહેરથી પ્રગટ થઇ શકી છે, તે કેટલા તબક્કામાંથી પસાર થઈ છે તેનો ટુંક ઇતેખાબ આપવાનું સલાહકારક જણાય છે. પ્રથમ નામધરણુંની ટીપો જે આપણા દીન આઇનની બરકતથી, આપણા અથોરનાન ટોળો જાલવી રાખે છે તેની મદદથી **એરવદ દારાબ એરવદ ચાનજી** જે **દાદાચાનજી** કુટુંબના મુળ પુરૂષ હતા, તેમના સુધી વડવાઓની ટીપ એકઠી કરી શકાઇ. વળી તેજ પ્રમાણે તેમના વડવાઓ પણ ખોળી કહાડયા. વંશાવલીના પાના પહેલા ઉપર એરવદ શાપુરના પીતા એરવદ શહેરીઆરનું મુબારક નામ ટોંચ ઉપર બીરાજે છે, અને તેમના સુધીજ હિંદના સર્વે અથોરનાનો પોતાની અસલ નસલ તાણી શકે છે. તેમનાથી નવસારીના પાંચ પોળોનાં સઘળા મોબેદો તથા ઉદવાડીઆ, વલસાડ અને સંજાણા મોબેદો તથા સુરત અને ભરૂચના મોબેદો—ટુંકમાં આખા હીંદુસ્તાનના સઘળા મોબેદો-પોતપોતાનો વંશ કેવી રીતે ખેંચી શકે છે તે એજ પહેલાં પાના ઉપરથી જોઇ શકાશે.

**દાદાચાનજી** કુટુંબની વંશાવળી બનાવવાનું બીડું આશરે ૨૭ વર્ષની વાત ઉપર આપણા કુટુંબના અવસ્તાના જાણીતા વિદ્વાન મરહુમ એરવદ જામાસ્પજી એદલજી દાદાચાનજીએ ઝડપ્યું હતું. એમણે ઘણી ખંત અને મહેનતથી દાદાચાનજી કુટુંબની વીગતો ભેગી કીધી હતી અને કુટુંબીઓના નામો વખતને અનુક્રમે ગોઠવ્યાં હતાં. આપણાં કુટુંબની એક શાખા, જે લાંબા વખત થયા તારાપોર ગામ ખાતે જઇ વસી હતી, અને જેણે આપણી સાથેનો સઘળો સંબંધ છોડી દીધો હતો, એટલુંજ નહીં, પણ દાદાચાનજીની અટક વટીક છોડી દીધી હતી, તેની ખોળ કરી, તેને લગતી સઘળી વીગતો ભેગી કરી તે શાખાનો આપણા કુટુંબમાં તેમણે બરાબર સમાવેશ કર્યો હતો. આજે એ શાખાનો આપણા કુટુંબ સાથેનો સંબંધ પાછો ચાલુ થયો છે અને તેના કેટલાક બીરાદરોએ દાદાચાનજીની અટક પાછી એખ્તિયાર કીધી છે. એ સઘળું એરવદ જામાસ્પજીની શોધખોળને લીધે થયું છે. પણ કમનસીબે એ વંશાવળી સંપુર્ણ કરવાનું અને પ્રગટ કરવાનું એરવદ જામાસ્પજીના નસીબમાં હતું નહિ, અને એઓના અકાળ મરણને લીધે એવણે મેળવેલી વીગતના કાગળીયાંઓ વર્ષો સુધી દુનીઆંની રોશની જોવા પામ્યાં નહિ.

એમના ભાઇ ડાકટર કાવસજી એદલજી દાદાચાનજી, જેઓ એ વંશાવળી બનાવવાના કામમાં તેમના ભાઇ સાથે શામેલ હતા તેઓ પોતાની બહોળી રોકાણોને લીધે, એ વંશાવળીનું કામ પુરૂં કરી શકયા નહિ, અને વર્ષો પછી એ કાગળીઆંઓ શેઠ કેરસાસ્પજી રૂસતમજી દાદાચાનજીની મારફતે તેઓના દીકરા શેઠ ફરેદુન કેરસાસ્પ દાદાચાનજીના હાથમાં આવ્યાં.

શેઠ ફરેદુને ઘણી મેહનત લઇને એરવદ જામાસ્પજીએ ભેગી કરેલી વીગતો ઉપરથી વંશાવળીનું દીરખ્ત તૈયાર કીધું, જે પછી એ કામ પુરૂં કરવાનું મને સોંપવામાં આવ્યું. એરવદ જામાસ્પજીએ જે વીગતો મેળવી હતી, તે યઝદેજરદી સને ૧૨૯૩ સુધીનીજ હતી. ત્યાર પછીની જન્મ, લગન અને મરણ વીગેરેની જેટલી વીગતો મેળવી શકાઇ તેટલી મેળવીને, તેમજ આગલી નોંધોના સંબંધમાં વધુ વીગતો મેળવીને, બનતાં સુધી આ વંશાવળી સંપુર્ણ કરવાની મેં તજવીજ કીધી છે. વંશાવળીમાં દરેક પુરૂષ સાથ તેની ધણીઆણીનું તથા સ્ત્રી સાથે તેના ધણીનું આખું નામ, જન્મ દીવસ, મરણનો દહાડો, મરણ વખતની ઉમ્મર અને જે લોકો પાલક થયા હોય તેમને લગતી વીગતો દાખલ કરવામાં આવી છે, એ વીગતો દાખલ કરવાનો ખાસ હેતુ એટલોજ છે કે આ વંશાવળી આપણા કુટુંબમાં માત્ર નામ ધરણું તરીકેજ નહીં, પણ કુટુંબના દરેક આસામીની ચોકકસ વીગતો દરશાવવાના એક ઇતિહાસ તરીકે કામ લાગે. એજ કારણને લીધે આપણા ખાનદાનના આગેવાન અને પ્રખ્યાત માણસોની જીંદગીની ટુંક હકીકત, આ પુસ્તકમાં દાખલ કરવાનું મને જરૂરનું લાગ્યું છે. ઉપલી વીગતો મેળવવાનું કામ બહુ મુશ્કેલી ભર્યું હતું. હાલમાં કમનસીબે દાદાચાનજી ખાનદાનમાં આગલી તવારીખથી વાકેફ હોય એવા મોટી ઉમ્મરના આસામીઓ ઘણા થોડા રહયા છે, અને એ ખાનદાનમાં એવી નોંધો રાખવાનો જોઇતા પ્રમાણમાં રીવાજ નહીં હોવાથી, તદન સંભવીત છે કે, કેટલીક તરફથી મલેલી વીગતોમાં—બને તેટલી તેમને ભરોસેદાર બનાવવાની પુરતી સંભાલ રાખવા છતાં—ભુલો દાખલ થવા પામી હોય. કુટુંબનાં કોઇ પણ ગૃહસ્થને કોઇ વીગતો હેરફેર માલમ પડે અથવા કોઇક વીગતો રહી ગયલી જણાય તો તેઓ મને જણાવવાની મેહેરબાની કરશે, તો મારી ઉપર ઉપકાર થશે. કુટુંબીઓને બીજી અરજ એ કરવાની છે કે તેઓને ત્યાં સરઅવસરના જે બનાવો હવે પછી બને તેમની મને ખબર આપતા રહેવું, કે જેથી ભવીષ્યને માટે સંપુર્ણ વીગતો જળવાયલી રહે. આગલા વખતમાં મીનોચેહેર હોમજી ર

ટોળામા એવો રીવાજ હતો, કે દરેક આસામીઓ પોતાને ત્યાંના સર અવસરના દરેક પ્રસંગે–જેવાં નવજોત, નાવર અને લગ્ન વખતે, તેમજ દરેક ઉઠમણાની ક્રીયા વખતે–પોતાની દરેહમેહેરનાં ફંડમાં ગુંજાયશ મુજબ નાની મોટી રકમ ભરતા હતા. આવી રીતે જે રકમો ભરાયલી, તેની નોંધો એ દરેહમેહેર હીસાબની ચોપડીઓમાં જળવાઇ રહેલી હોવાથી આ વંશાવળી બનાવવામાં સારે ભાગ્યે તે નોંધો ઘણી ઉપયોગી થઇ પડી છે, અને ઘણાં કુટુંબીઓની ઉમ્મર, નાવર થવાના દીવસો તથા મરણના દીવસો, તેમાંથી મળી આવ્યા છે. એ ખરેજ દિલગીરીની વાત છે કે આવી રીતે ફંડમાં ભરવાનો રીવાજ દહાડે દહાડે ઓછો થતો જાય છે. જેથી હવે પછી આવી નોંધો મલી શકશે નહિ. માટે કુટુંબીઓને મારી નમ્ર અરજ એ છે, કે પોતાને ત્યાંના જન્મ, નવજોત નાવર, લગ્ન, મરણ વીગેરેના દરેક પ્રસંગે પોતાની ગુંજાયશ મુજબ, રૂપીઆ એક જેટલી પણ નાની રકમ ફંડમા ભરવી, જેથી તેઓને લગતી સઘળી નોંધો હમેશને માટે જળવાઈ રહે.

શુરૂઆતમાં આ વંશાવળીમાં માત્ર વંશાવળીનું દીરખ્ત (genealogical tree) અને દાદાચાન કુટુંબની ટુંક તવારીખ આપવાનોજ વીચાર રાખવામાં આવ્યો હતો. પછળથી કુટુંબના જાણીતા માણસોના ટુંક જીવન ચરીત્રો તેમાં દાખલ કરવાનું દુરૂસ્ત ધારવામાં આવ્યું, અને છેવટે કેટલાક કુટુંબીઓના ખાસ આગ્રહને લીધે, કુટુંબમાં અને જાહેર જીંદગીમાં વધુ જાણીતા થયલા કેટલાક આગેવાનોની છબીઓ આપવામાં આવી છે.

આ વંશાવળીમાં રોજ, માહ સાથે જે સાલ આપવામાં આવ્યાં છે તે યઝદેઝરદી સને સમજવાં. આગલા વખતમાં રોજ માહની સાથે યઝદેઝર્દી સાલને બદલે સવંત સાલ લખવામાં આવતી હતી. પણ સંવત સાલ ઉપરથી યઝદેઝર્દી સાલની ગણત્રી કરીને, વંશાવળીમાં તે દાખલ કર્યો છે. વંશાવળીમાં દરેક નામની પાછલ તેનું અનુક્રમે નંબર આપ્યું છે, અને પરણેલા દરેક પુરૂષની સાથે તેની ધણીઆણીનું નામ આપ્યું છે, તે ધણીઆણી જો દાદાચાનજી કુટુંબની હોય, તો તેના નામની સાથે તેનું નંબર પણ આપ્યું છે. તેજ મુજબ દરેક સ્ત્રીની સાથે તેના ધણીનું નામ અને નંબર આપ્યું છે, જેથી તે ધણીઆણી અથવા ધણીનું નામ કઈ શાખામાં છે તે ખોળી કાઢવાનું સહેલું થઇ પડશે. દાદાચાનજીથી શુરૂ થતાં વંશાવળીના દીરખ્તમાં ગુજરી ગયલા આસામીઓની સાથ મરણનો દહાડોવાર આપવામાં આવ્યો છે. હયાત આદમીઓના નામ સાથ તેઓનું જનમ વર્ષ આપવામાં આવ્યું છે. જે બચ્ચાંઓ નહાનપણમાં ગુજરી ગયલાં છે, પણ જેમનો મરણનો દહાડો વાર મલ્યો નથી, તેઓ તેઓના નામ આગલની બુ. (બુદી) ની નીશાનથી માલમ પડી આવશે.

આ પુસ્તકને તેની હાલની હાલતમાં મુકવાને માટે મારા પીતા ખાનબહાદુર ડાકટર પાલનજી હોરમસજી દાદાચાનજી, તથા શેઠ કેરસાસ્પજી રૂસ્તમજી દાદાચાનજી, ડાકટર કાવસજી એદલજી દાદાચાનજી, શેઠ ફરેદુન કેરસાસ્પ દાદાચાનજી, એરવદ પીરોજજી એદલજી દાદાચાનજી, એરવદ સોરાબજી નવરોજી દાદાચાનજી અને કુટુંબના જે જે બાનુઓ અને ગ્રહસ્થોએ મને મદદ આપી છે અને જે મદદ વીના આ પુસ્તક તેના હાલના આકારમાં મુકી શકાતે નહીં, તેઓનો ઉપકાર માનવાની હું મારી ફરજ સમજું છું.

છેવટે "ધી માણેક પ્રીંટીંગ પ્રેસ" ના માલેક એરવદ દીનશાહ એદલજી કરકરીઆનો આ વંશાવળી ઉત્તમ રીતે છાપવા પાછલ લીધેલી પુષ્કલ મેહનતને માટે હું આભારી છું.

તા૦ ૧ ૧–૧૯૨૦.
રોજ ૨૮-૪-૧૨૮૯.

શોરાબ પાલનજી દાદાચાનજી.



# દાદાચાનજી કુટુંબની તવારીખ.

આ ખાનદાનના મુળ પુરૂષ એરવદ દારાબ એરવદ ચાનજી જેઓના મુબારક નામ ઉપરથી આ કુટુંબને "દાદાચાનજી"નું નામ મળ્યું છે, તેઓને લગતી થોડીક તવારીખ અત્રે આપવાની જરૂર છે. એઓની પોતાની હકીકત આપવા પહેલાં એઓ નવસારીના મોબેદોના ભગરસાથ નામના જે ટોળાના એક સભ્ય હતા, તે ટોળાની ટુંક તવારીખ આપવાની જરૂર જણાય છે.

આગળા વખતના મોબેદોની ઓલાદની નોંધો (નામ ઘરણું) તપાસતાં માલમ પડે છે કે દરેક મોબેદી કુટુંબ પોતાને હિંદુસ્તાન આવેલા પહેલવહેલા **મોબેદ શાપુર શહેરીઆર**થી ઉતરી આવેલું જણાવે છે. એ માન્યતા કેટલે દરજ્જે ખરી છે, તે તપાસવાનું મારૂં કામ નથી. કેટલાક તવારીખનવેશો એવું જણાવી ગયા છે કે જે સદીમાં શાપુર શહેરીઆરની હૈયાતી હતી (એટલે યઝદેઝર્દી ૮૫) ત્યાંથી ગણતાં, આશા ફરેદુનના બપાવા હોમ બહ્મનયાર જે વર્ષમાં નવસારી આવ્યા (યઝદેઝર્દી ૫૮૪) તે અરસામાં એટલે ૫૦૦) વરસોમાં માત્ર સાત પેહડીઓ આવે છે જે અસંભવીત જણાયછે. કારણકે ૫૦૦) વર્ષમાં કંઈ નહિં તો ૧૫ થી ૨૦ પેહડીઓ થવી જોઇયે. આથી એવું અનુમાન થાય છે કે વચમાંની ઘણી પહેડીઓનાં નામો નિકળી ગયલાં હોવાં જોઇએ. અને હાલમાં જે સીલસીલાબંધ રીતે દરેક કુટુંબને શાપુર શહેરીઆર સાથ જોડવામાં આવે છે તે સીલસીલો જલવાયલો લાગતો નથી. ઈરાનથી જરથોસ્તીઓ હિંદુસ્તાન આવી સંજાણ ઉતર્યાં ત્યારે શાપુર શહેરીઆર નામનો માત્ર એકજ મોબેદ હોય એ બનવાજોગ નથી. ઘણા મોબેદો આવેલા હોવાજ જોઇએ, અને બીજા કોઈની નહીં પણ માત્ર શાપુર શહેરીઆરની ઓલાદજ હૈયાત રહી છે, અને આખો જરથોસ્તી અથોરનાન ટોળો એકજ મુલ પુરૂષથી ઉતરી આવેલો છે એવું માની શકાતું નથી. એ ગમે તેમ હોય, છતાં એ તકરારને હાલની વંશાવલી સાથે લાગતું વળગતું નથી, અને નામઘરણું ઉપરથી સર્વે અથોરનાન કુટુંબો માને છે તેમ, આપણે પણ માન્ય રાખીશું કે મોબેદ દાદાચાનજીનું કુટુંબ પણ **મોબેદ શાપુર શહેરાઆરથી** ઉતરી આવેલું છે. તવારીખ ઉપરથી માલમ પડે છે કે સંવત ૭૭૨, ઇ. સ. ૭૧૬, યઝદેઝર્દી ૮૫ ના સાલમાં, કેટલાક ઇરાની જરથોસ્તીઓ ઇરાનથી મુસીબત અને હાંદેસાઓથી પરેશાન થઇને હિંદુસ્તાન આવ્યા અને તેઓમાંના કેટલાકો દીવ અને પછીથી સંજાણ બંદરે ઉતર્યાં અને ત્યાં આશરે ૩૦૦) વર્ષ રહ્યા પછી, ધંધો રોજગાર, ખેતી વીગેરેને અર્થે તેઓની વસતી ગુજરાતના શેહેરો, જેવાં કે નવસારી, સુરત, વરીઆવ, ખંભાત, અંકલેશ્વર ભરૂચ વીગેરે ઠેકાણે ફેલાવા લાગી, સંજાણ પછી સર્વેથી પહેલી પારસીઓની વસતી ઈ. સ. ૧૧૪૨ માં નવસારીમાં થઇ હતી, જે વખતે એ કસ્બાને નાગ મંડલને નામે ઓળખવામાં આવતો હતો. હવે જ્યારે **નવસારી**માં જરથોસ્તીઓનો વસવાટ થયો, ત્યારે દીન આઇનનું કામ કરવા સારૂ અથોરનાનોની જરૂર જણાઈ ત્યારે પ્રથમ સંજાણથી કામદીન જરથોસ્ત નામના મોબેદ સાહેબ રોજ ૨૪, માહ ૧, સને ૫૫૧ યઝદેઝર્દીને દીને, પોતાના કબીલા સાથે નવસારી આવીને વસ્યા, અને કેટલીક મુદત સુધી સર્વે ક્રિયા કામ તેઓ અને તેમના દીકરાઓ રાણા કામદીન અને મોબેદ કામદીને ચલાવ્યું. પણ જરથોસ્તીઓની વસ્તી વધી જવાથી, સઘળી ક્રિયાઓને તેઓ પહોંચી વળી શકયા નહિં. માટે સંવત ૧૨૭૧, ઇ. સ. ૧૨૧૫, અનેયઝદેઝર્દી સને ૫૮૪ માં કામદીન જરથોસ્તના દીકરાઓને સંજાણથી બીજા મોબેદોને બોલાવવા વીના છુટકો ન રહ્યો. તેથી રોજ ૬, માહા, ૮, યઝદેઝર્દી ૫૮૪ સાલમાં હોમ બહ્મનયાર નામના મોબેદ, પોતાના બેટા ફરેદુન સાથે નવસારી આવ્યા અને કામદીન જરથોસ્તના દીકરાઓ સાથ સઘળું ક્રિયા કામ કરવા માંડયું. અને આખરે કામદીન જરથોસ્તના બે દીકરાઓ અને ફરેદુન હોમના ત્રણ દીકરાઓ ભાગીઆ બન્યા, ને ભાગો એવી રીતે પાડયા કે કામદીન જરથોસ્તના બે દીકરાઓને અર્ધો ભાગ અને ફરેદુન હોમના ત્રણ બેટાઓને અર્ધો ભાગ મળે. આ પાંચ ભાગીઆ ઉપરથી નવસારીના મોબેદોની પાંચ પોળોના નામ પડયાં છે. રાણા કામદીનની ઓલાદ કાકા પાહલનની પોળ તરીકે ઓળખાય છે, મોબેદ કામદીનની ઓલાદ કાકા ધનપાલની પોલ ગણાય છે, અને ફરેદુન હોમના ત્રણ દીકરાઓ આશા, માહીયાર અને ચાંદા પરથી આશા ફરેદુન, માહીઆર ફરેદુન અને ચાંદા ફરેદુનની ત્રણ પોળો લેખાય છે.

એ મુજબ નવસારીના મોબેદોની પાંચ પોળો બની છે. આ પાંચ પોળોમાં આશા ફરેદુનવાળાને સર્વથી મોટી ગણાય છે. એ પોળમાં નવસારી ખાતેના મોબેદોના સર્વથી વધારે કુટુંબો સમાઈ જાય છે તે નીચે મુજબ છે:—

| | | | | |
|---|---|---|---|---|
| અલુ | કોટવાલ | નવદર | બાના | વાચ્છા |
| અવાસીઆ | ગાય | નાગલા | ભવાન | સહીયાર |
| આદરબાદના | ગેતીના | પદમ | બોજલું | સાસુરી |
| ઉનવાળા | ગેરાના | પરબુ | ભમગરા | સીમીના |
| કપટાન | ગોબાઈ | પાતલા | મહલવા | સીરવાઈ |
| કરીસું | ગોરા | પાદશાહ | મારકર | સુખા બહેરા |
| કાતરક | તુરબાન | પોચારા | મુલ્લાં | સુજ |
| કાવસ દાદાના | દાએઆ | પંથકી | મોદી | સોરી |
| કાવસ બહમનના | દાલખાઉ | ફકીનજી | મોરીઆ | હમજીઆર |
| કીકાન | **દાદાચાનજી** | **ફટાકીઆ** | રબાડી | હાથીરામ |
| કીયાસ | દેસાઈ (મોટા) | બારેવાત | રાજીઆ | હાસ્લુ |
| કુકા બરડી | દોલતાબાદી | બેહાક | રાનજી | |
| કોચા | ધાબી | બોદ | લશ્કરી | |

નવસારીના અથોરનાન ટોળાની ઉપલી પાંચ પોળોમાં નવસારીના સર્વે મોબેદી કુટુંબો સમાઈ જાયછે અને એ પોળવાળાઓ એક બીજાના કુટુંબો સાથે કેવી રીતનો સંબંધ ધરાવે છે તથા પોતાના મોબેદી પેશાની આવક કેવી રીતે વહેંચી લેતા હતા તેની સાથે આ વંસાવલીને અત્રે સંબંધ નહિ હોવાથી. તે વિશે વિવેચન કરવાની જરૂર નથી.

નવસારીમાં આવી વસેલા મોબેદોની વસ્તીની શુરૂઆતનું વર્ણન આપવાની મતલબ એટલીજ છે કે **દાદાચાનજી** ખાનદાનના મુળ પુરૂષ **એરવદ દાદા એરવદ ચાનજીનો** ભગર્યા પંથ સાથેનો સંબંધ સ્પષ્ટ રીતે માલમ પડે. વંશાવળીના બીજા પાના ઉપરથી માલુમ પડશે કે એરવદ દાદા એરવદ ચાનજી આશા ફરેદુનથી સાતમી પેહેડીએ ઉતરી આવ્યા હતા. તેવણ એરવદ ચાનજી એરવદ હીરજીના દીકરા થતા હતા. એરવદ ચાનજી અને તેમના ભાઈઓ નાના અને વીકાજીના કુટુંબો **ફટાકીઆની** અટકથી જણાયલા હતા. આગલા વખતના જુના લખાણો અને ફરેહસ્તોમાં એ કુટુંબને "**હીરજી ડોસા ફટાકીઆ**" તરીકે ઓળખાવવામાં આવેલું માલુમ પડે છે. આશા ફરેદુનની પોલવાળા નરસંગ વાચ્છાની ઓલાદમાં ફટાકીઆ, કીકાન, દાદાચાનજી, પેસી પાટલા અને કુકા બરડીના કુટુંબો સમાઈ જાય છે. એ સર્વે કુટુંબો તે વખતે એકમેક સાથે અતલગની સગાઈ ધરાવતાં હતાં.

એરવદ દાદાચાનજી અસલ ભગર પંથથી કેમ સ્વતંત્રપણે કાર્ય કરવા લાગ્યા તે તવારીખપર આવવાને માટે, મરહુમ મોબેદ મીનોચહેર હોમજી અસલ પંથથી કેમ સ્વતંત્ર બન્યા તેની ટુંક હકીકત અત્રે જણાવવાની અવશ્યકતા છે. નવસારીના ભગરીઆ મોબેદોનું પોતાના બહેદીનોને ત્યાંની ધર્મ ક્રિયા કરવા બાબદનું અને પોતપોતાની અંદર ભાગ લાગ વહેંચી લેવાનું બંધારણ એવા પ્રકારનું હતું કે તેઓ બહેદીનોની ઉપર ગમે તેવું દબાણ ચલાવી શકતા હતા. બહેદીનો પોતાના અંતઃકરણની લાગણી પ્રમાણે ખુદ ભગરીઆ ટોળામાંથી પણ પોતાની મરજીના મોબેદ પાસે કામ કરાવી નહી શકે અને જે ભગરીઆઓનો વારો હોય તેજ કામ કરી શકે, અને માંગે તેટલું દામ ન મળે નો ક્રિયા બંધ કરવાથી બેહદીનો ઘણા હેરાન થવા લાગ્યા. મોબેદો બહેદીનો ઉપર ગમે તેવો ...મ કરીને મોટી ક્રિયાઓ કરતી વેળાએ પોતાની મરજી પડે તેટલું દામ લેવાની જબરી કરી શકતા હતા.

તેને પરીણામે વારે ઘડીએ બેહદીનો અને મોબેદો વચ્ચે ઝગડાઓ ઉભા થતા હતા. આખરે બેહદીનોએ મક્કમપણું બતાવીને પોતપોતાની વચ્ચે એવો ઠરાવ કર્યો કે મોબેદોને ચોક્કસ લવાજમથી વધુ આપવું નહીં. અને જો મોબેદો વધુ માગે અને બેહદીનોનાં ઘરની ક્રિયા અટકાવે તો બેહદીનોએ પોતેજ યથા અવેસ્તા ભણીને, સુખડ લોબાન મુકીને, મુવાંની તેમજ જીવતાંની ક્રિયા કરી લેવી. તેમના આ સ્વબચાવનાં બંધારણથી મોબેદોનું રોજી મેળવવાનું સાધન ખુટી ગયું અને તેથી તેઓ ઘણા ઉશ્કેરાઇ ગયા. અને છેવટે તે ધર્મગુરૂ, દીનરક્ષક મોબેદોએ બેહદીનો ઉપર હુમલો કરીને તેઓનાં ઘરબાર લુટયાં અને છ બહેદીનોનાં ખુન કીધાં. ખુન કરનાર ભગરીઆ મોબેદોને અને તેઓ સાથ સામેલ થયલા બીજાઓને સુરતના નવાબની દરબારમાં પકડી લઇ જવામાં આવ્યા અને ત્યાં તેઓને કેદમાં નાખ્યા અને તેમની ઉપર ફોજદારી કામ ચાલ્યું. આખરે ભગરીઆ-ઓની આજેજી ઉપરથી સુરતના તે વખતના મોદીજી, કુંવરજી નાનાભાઇ, તથા બીજા જરથોસ્તીઓએ પોતાનો ભારે લાગવગ ચલાવીને તેઓને છોડવ્યા. આ મારામારી પછી ભગરીઆ મોબેદોએ બહેદીનોને લખી આપ્યું કે અંધારૂપણું રાજી ખુશીનું છે, જોરાવરીનું નથી, અને બહેદીનો પોતાની મરજી મુજબ ગમે તે મોબેદ પાસે પોતાના ઘરનું ક્રિયા કામ કરાવી શકે, અને તેમાં મોબેદોએ હરગેજ દખલગીરી કરવી નહીં. હવે આ બનાવ પછી મોબેદો અને બેહદીનો વચ્ચે કડવાસ વધતો ગયો, ત્યારે બહેદીનોએ ભગરીઆ-ઓમાંના ચાંદા કરેહુનની પોળમાંથી ઉતરી આવેલાં બજાં ખાનદાનના મરહુમ મોબેદ મીનોચેહેરહોમજી, જેઓ બહેદીનોમાં તે વખતે જાણીતાં થયલાં અને આગેવાન ગણાતાં નસારી ખાનદાન સાથે સગપણના ગાંઠથી જોડાયલા હતા એવું કેહેવાય છે, તેઓને પોતાના પંથકી બનાવ્યા અને તેઓના પોતાનાજ ઘરમાં એક જુદી અગીઆરી બનાવી આપી, અને તેઓ અને તેમના દીકરાઓ પાસે તથા તેમની સાથે એ અગીઆરીમાં જે બીજા મોબેદો જોડાય તેઓ પાસેજ, પોતાને ત્યાંની સર્વે ધરમ ક્રિયા કરાવવાનો, અને બીજા ભગરીઆઓ પાસે નહિ કરાવવાનો, લેખ કીધો. આ મોબેદ મીનોચેહેરહોમજી ઘણાજ લાયક, કાબેલ, પરોપકારી અને નેક ધર્મગુરૂ હતા. તેમની ઉપર બેહદીનોનો સંપુર્ણ ભરૂસો હતો. આવી રીતે મીનોચેહેર-હોમજી ટોળાનો પાયો નખાયો. એવું કહેવાય છે કે પહેલાં તો મીનોચેહેરહોમજી અને તેમના છોકરાઓ સાથે બીજા કોઇ ભગરીઆ મોબેદોએ જોડાવાની હીંમત કીધી નહીં, પણ ત્યાર પછી થોડાજ વખતમાં **મોબેદ દાદાચાનજી** પોતાના દીકરાઓ સાથે, તથા કરકરયા કુટુંબના વડવા મરહુમ મોબેદ મેહરજી ચાંદનાના વારેસો મોબેદ મીનોચેહેરહોમજી સાથે જોડાયા.

મોબેદ મીનોચેહેરહોમજી અસલ ટોળાથી સ્વતંત્ર બન્યા ત્યાર પછી કેટલે વખતે મોબેદ દાદાચાનજી તેઓની સાથે જોડાયા તે વિષે ઘણી ખોળ કરવા છતાં નિશ્ચયપણે કાંઇબી માલુમ પડતું નથી, પણ તેઓ ઘણા ટુંક અરસામાંજ મીનોચેહેરહોમજી સાથે જોડાયલા હોવા જોઇએ. તેઓ પછી કરકરયા કુટુંબ અને રબાડી કુટુંબ પણ એ સાથમાં જોડાયાં. એ રીતે મીનોચેહેરહોમજી સાથ ચાર કુટુંબનો બનેલો હોવાથી, ઘણા વેળાએ એ ટોળાને "ચાર સાથવાળાઓ" તરીકે પીછાનવામાં આવે છે. પાછળથી એ ચાર સાથમાં ભંડારી કુટુંબ આવી મળ્યું. આવી રીતે મીનોચેહેરહોમજી સાથના ટોળાની સ્થાપના થઇ. આગલા દસ્તાવેજો ઉપરથી એવું માલમ પડે છે કે ઉપલાં પાંચ કુટુંબ સાથે બીજાં કુટુંબો જેવાં કે નરીમાન, આદરવાન, રાનજી, આંટીઆ વીગેરે મીનોચેહેર-હોમજી સાથમાં જોડ.યાં હતાં, પણ પાછલથી તેઓ અસલ ભગર સાથમાં પાછાં ગયાં હતાં.

મરહુમ મોબેદ દાદાચાનજી મુળ ભગર સાથ ટોળાથી સ્વતંત્ર થવાનો ઇતિહાસીક બનાવ આ દાદાચાનજી કુટુંબની તવારીખમાં ઘણો અગત્યનો ગણાવો જોઇયે. એ બનાવની આગમજ એમનું કુટુંબ "કુટાકીયા"ની અટકથી ઓળખાતું હતું. અને એ બનાવ પછીજ એ જાણીતા નરના અગો નામથી "દાદાચાનજી"ની અટકથી તે જાણીતું થવા પામ્યું. સગા સ્નેહીઓની વીરૂધતા છતાં, એક મોટા મુળ ટોળાની સામા થઇ તેનું બળ તોડવાનું પગલું ભરવું, એ કાંઇ સહેલું કામ નહતું. તેને માટે અસાધારણ હિંમત, મનની દ્રઢતા, સ્વતંત્રતા વીગેરે સદગુણોની ઘણી જરૂર હતી. અને મરહુમ મોબેદો મીનોચેહેરહોમજી, દાદાચાનજી અને તેઓ સાથ જોડાયલા કરકરયા, રબાડી અને ભંડારી કુટુંબના વડવાઓમાં એ ગુણો અસાધારણ પ્રમાણમાં હોવા જોઇયે. તેઓની લડત બેહદીનોની પોતાની મરજી મુજબના મોબેદ પાસે ધર્મ ક્રિયા કરાવવાની સ્વતંત્રતા જાળવવા માટે અને બેહદીનોની ધર્મ ઉપરની આસ્થા કાયમ રાખવા માટેની હતી. જયારે ભગરીઆ મોબેદોએ બેહદીનોની ધર્મ સંબંધી સ્વતંત્રતા ઉપર આંકોશ મુકયો અને ક્રિયાકામના દામ સંબંધી તેઓ સાથ ઝગડો કર્યો, અને બેહદીનોએ તેથી ક્રિયાકામ કરાવવાનું બંધ કર્યું—જેમ જો લાંબો વખત ચાલુ રહયું હતે તો બેહદીનોની ધર્મ ઉપરની

આસ્થા ઘણી ઓછી થઇ જરથોસ્તી ધર્મ અને ક્રિયાને જાથુકનો મોટો ધોકો પુગવાનો સંભવ હતો—તેવા વખતમાં ધર્મને નુકશાન થતું અટકાવવાની પોતાની ફરજ સમજી, મીનોચેહેરહોમજી સાથના મોબેદોએ મુખ ટોળાના મોટા ભાગના વિચારથી જુદા પડી સ્વતંત્રપણે બેહેદીનોની મરજી મુજબ કામ કરવાનું દુરસ્ત વિચાર્યું. મરહુમ મોબેદ દાદાચાનજીના હાથમાં તવડી અને તેની આસપાસના ગામોનું મોટું પંથક હતું જેથી આવું પગલું ભરવા માટે દેખઈતી રીતે તેમને પૈસા કમાવાની લાલચ જેવું તો હતુંજ નહીં. તેઓએ યજમાન વર્ગની સ્વતંત્રતા જાળવવાના નિયમને ખાતર અને એક ધર્મગુરૂ તરીકેની પોતાની ફરજને ખાતરજ આવું પગલું ભરવાનું વાજબી વિચારેલું હોવું જોઇયે, અને જે નિયમને ખાતર એ મરહુમ અશો મોબેદ અને તેમના સાથવાલાઓએ આગલા વખતમાં લડત ચલાવી હતી તે નિયમને વળગી રહી તેને બહાલ રખાવવા આજે પણ એ પાંચ કુટુંબના વંશજો પોતાથી બનતું કરે છે.

ઉપર જણાવ્યું છે તેમ મરહુમ મોબેદ દાદાચાનજી પોતાના સાત દીકરાઓ સાથે મીનોચેહેરહોમજી સાથમાં જોડાયા તે ટાંકણે તેઓ તવડીના પંથકી હતા. તે પંથક અસલથી તેઓના વડવાઓના હાથમા હતું. ખુદ દાદાચાનજી પોતે પણ તવડીના બહેદીન કાઉસ આસદીન તવડીઆને નામના નાવર થયા હતા. એ પંથક હજુ પણ દાદાચાનજી કુટુંબનાજ હાથમાં છે. એ પંથક મોબેદ દાદાચાનજીના દીકરા જમશેદ દાદાચાનજીની ઓલાદ જે "વાલખાઉ" વાળી શાખા તરીકે જણાયલી છે તેના હાથમાં લાંબા વખત સુધી જળવાઇ રહ્યું હતું, પણ પાછળથી તેઓએ એ પંથક છોડી દઇ, દાદાચાનજી કુટુંબની "શીરામ" વાલી શાખા, જે દાદાચાનજીના દીકરા દોરાબથી ઉતરી આવેલી છે, તેને સોંપ્યું હતું, અને હમણા પણ એજ શાખા એ પંથક ધરાવે છે અને તવડીના બેહદીનોમાં એ પંથકીઓનો સારો લાગવગ છે.

મરહુમ મોબેદ દાદાચાનજી તથા તેઓના વડીલો અસલથી નવસારી કસ્બાના **મોટા ફળીઆના સાંગાવાડમાં** રહેતા હતા, અને આજે પણ દાદાચાનજીવાલાઓના મુખ્ય વસવાટ એજ મોહલ્લામાં અથવા **તેની નજદીકમાં** છે. ખુદ દાદાચાનજીનું અસલ ઘર હજુ પણ મરહુમ મોબેદ પેસતનજી ભીખાજી **દાદાચાનજીના** વારસોના હાથમાં છે. અલબત તે ઘરની અસલ બાંધણીમાં આટલા લાંબા કાળ પછી **ઘણો** ફેરફાર થઇ ગયો છે. આ ઘર અને તેની પુર્વે આવેલાં બીજાં ત્રણ ઘરો મળીને જે હાર બનેલી છે તે આખી હારનાં સઘળાં ઘરો અસલ **દાદાચાનજી** કુટુંબના હતાં, એમ એક જુની વહેંચણી ઉપરથી માલમ પડે છે. દાદાચાનજીના ઘરને આગલે બારણે એક કુવો આવેલો છે. એ કુવા ઉપર કોઇ પણ જાતની તખતી ન હોવાથી, તે કોણે બંધાવ્યો હતો અથવા કોણની માલેકીનો હતો તે વિષે જુદી જુદી વાતો જાયજ છે. કેટલાકોનું કહેવાનું એ છે કે એ કુવો મોહલ્લાનો સારનો છે, અને બીજાઓ કહે છે કે દાદાચાનજીની જગ્યા ઉપર હીરા લાખણ નામના કોઇ સખી હિંદુ ગ્રહસ્થ, જેણે નવસારીમાં પાંચથી સાત કુવા બંધાવેલા કહેવાય છે, તેણે બંધાવ્યો હતો. પણ દાદાચાનજી કુટુંબને લગતી આગલી વીગતોની શોધ કરતાં માલમ પડે છે કે એ કુવો દાદાચાનજીના વડીલોએ બંધાવેલો હોવો જોઇએ. એક જુની ફેરેહસ્તમાં સાંગા મોહલ્લામાં આપઘાત કરી ગુજરી જનાર એક બાઇના મરણની નોંધ લેતાં લખવામાં આવ્યું છે કે મજકુર બાઇએ "હીરજી ટેહમા ફટાકીઆ" (એટલે દાદાચાનજીના બપાવા) ની કુઇમાં પડીને આપઘાત કીધો હતો. તે વેલાએ સાંગા મોહલ્લામાં ફકત આ એકજ કુવો હતો.

મરહુમ દાદાચાનજીનો જન્મ યઝદેઝર્દી ૧૦૨૧ (સંવત ૧૭૦૮) માં થયો હતો, તેઓ સંવત ૧૭૧૯ માં એટલે ૧૧ વર્ષની વયે નાવર થયા હતા, (રોજ ૧૧, માહ ૭). એમનું મરણ રોજ ૨ માહ ૩ યઝદેઝર્દી ૧૦૯૧ માં ૭૦ વર્ષની બુઝોર્ગ ઉમ્મરે થયું હતું. એમનાં ધણીઆણીનું નામ સાહજન હતું અને રોજ ૨૭, માહ ૪ ને દીને તેઓ બેહેસ્તનશીન થયાં હતાં. તેમના હક થવાનું સાલ મલતું નથી. દાદાચાનજીના બાવા ચાનજી હીરજી રોજ ૧, માહ ૭, સંવત ૧૭૦૦ ને દીને નાવર થયા હતા, અને રોજ ૨૯, માહ ૧૧ ને દીને ગુજર્યા હતા. પણ તેમના ઉસ્તત ગુઝીન થવાનું સાલ જણાયલું નથી. દાદાચાનજીના માતાનું નામ બાઈ હતું. તેઓ રોજ ૬, માહ ૫, સંવત ૧૭૧૭ ને દીને ગુજર્યા હતા.

દાદાચાનજીના બે ભાઇઓ હતા. તેમના નામો બરજોર અને બહેરામ હતાં અને તેઓ અનુક્રમે રોજ [illegible] માહ ૭, સંવત ૧૭૨૪ અને રોજ ૧૦, માહ ૭, સંવત ૧૭૨૫ ને દીને નાવર થયા હતા.

દાદા[illegible]ના સાત બેટાઓ હતા—આશા, માણેક, બહમન, જમશેદ, રતન, હીરા અને બેહેરામ. એ દીકરાઓની સં[illegible] નામો વીધે જુદે જુદે ઠેકાણે જુદી જુદી નોંધો થયલી છે. ઉપલાં સાત નામો પારસી પ્રકાશમાં આપેલાં છે જો કે તે શું આધારે આપેલાં છે તે જણાતું નથી. પારસી પ્રકાશમાં આપેલું બેહેરામ દાદાચાનજીનું નામ કુટુંબનાં નામધરણોમાં તેમજ બીજા દસ્તાવેજોમાં મળતું નથી. રોજ ૧, માહ ૯, સંવત ૧૭૭૯ ના સાલમાં દાદાચાનજીના દીકરાઓ વચ્ચે ભાગ લાગની વેહેચણી થઇ તેના દસ્તાવેજમાં લખવામાં આવ્યું છે કે "વાંટણી આ૦ દાદા ચાનજી હીરજી ફટાકીઆના બેટા ૭ વચ્ચે" જે ઉપરથી જણાય છે કે જો દાદાચાનજીનો બેહરામ નામનો દીકરો થયો હોય તો તે આ વખતે ગુજરી ગયલો હશે. વલી મીનોચેહેરહોમજી સાથવાળા મોબેદોમાં પોતાના ધંધાનો ભાગ વહેંચી લેવા બાબદ મતફેરી પડી તેનો નીકાલ કરીને રોજ ૨૪, માહ ૧૦, સંવત ૧૭૮૪ ને દીને માહોમાહે જે લેખ કીધો હતો તેની ઉપર પણ દાદાચાનજીના જે ૭ છોકરાઓનો ભાગ લખેલો છે તે નીચલા અનુક્રમે છેઃ— માણેક, રતન, બહમન, જમશેદ, હીરા અને આશા. બીજા એક દસ્તાવેજમાં એ ૭ ભાઇઓએ સહી કીધી છે તે નીચલા અનુક્રમે છેઃ— માણેક, રતન, હીરા, બહમન, જમશેદ અને આશા.

હાલનું દાદાચાનજીનું હૈયાત કુટુંબ દાદાચાનજીના ત્રણ દીકરાઓ બહમન, જમશેદ અને હીરાથી ઉતરી આવેલું છે. બાકીના દીકરાઓની પહેડી ખતમ થઇ ગઈ છે અથવા તો તેઓના છોકરાઓ ભગરીઆ સગાંઓમાં પાલક થવાથી, પાછા ભગર પંથમાં સમાઈ ગયા છે. જેમકે આશા દાદાચાનજીના દીકરા પેશીનો દીકરો રૂસ્તમ, ફટાકીઆ કુટુંબમાં પાલક થવાથી, તે તથા તેનું વંશ પાછું ભગર સાથમાં આમેજ થઇ ગયું હતું. એવી રીતે હાલનું દાદાચાનજી કુટુંબ, ઉપર જણાવ્યું છે તેમ, મરહુમ દાદાચાનજીના ત્રણ બેટા બહમન, જમશેદ અને હીરાથી ઉતરી આવ્યું છે. પરવરદેગારની મેહેરબાનીથી હાલનું એ કુટુંબ આબાદ ફેળાયલું અને આગલ વધેલું છે. એ આખા કુટુંબની હાલની વસ્તી ૧૪૦ મરદો અને ૧૬૧ ઓરતો એટલે કુલે ૩૦૧ ની સંખ્યાની થાય છે. ૧૪૦ મરદોમાં ૧૬ વરસ અથવા તે અંદરની ઉંમરના ૪૦ છોકરાઓ છે તેઓને, તથા ૧૫ મરદો જેઓ તારાપોરમાં વસે છે તેઓને, બાદ કરતાં નવસારીવાલી આ કુટુંબની શાખામાં ૮૫ મરદો બાકી રહે છે. તેઓમાંથી ૨૩ ગ્રેજ્યુએટો અને ૧૫ અંડર ગ્રેજ્યુએટો તરીકે બહાર પડયા છે. ૨૩ ગ્રેજ્યુએટોમા ૨ એમ. એ. (M. A.) ની ડીગ્રી ધરાવે છે, જ્યારે ૧૧ બી. એ. (B. A.), ૧ બી. એસ. સી. (B. Sc.), ૭ ડાક્ટર અને બે સીવીલ એનજીનીયરની ડીગ્રી અથવા ડીપ્લોમા ધરાવે છે. વલી ૧૧ આર્ટસ ગ્રેજ્યુએટોમાં ૮ એલ. એલ. બી. (LL. B.), ૨ બેરીસ્ટરો, ૩ સોલીસીટરો અને એક સીવીલ એનજીનીયર આવી જાય છે. એમનામાંના એક જીન્નત નશીન થયા છે. બાકી સર્વે હૈયાત છે, અને પ્રજાને ઉપયોગી અને ઉદયોગી જીંદગી ગાળે છે. આ ઉપરથી જણાશે કે આ કુટુંબમાં ઉંચ કેળવણી મેલવનારા મરદોનું પ્રમાણ ૪૨ ટકા જેટલું છે, જે કોઇપણ જરથોસ્તી કુટુંબ સાથ સરખામણી કરી શકે અને ઘણુંકોપર સરસાઇ ભોગવે એવું છે. એ ઉપરાંત મીકેનીકલ વીભાગમાં ૧ મરીન એનજીનીયર છે અને બોમ્બે પરશીયન સ્ટીમ નેવીગેશન કું. માં ચીફ એનજીનીયરનો હોદ્દો ભરેલો આબરૂદાર જોખમ ભર્યો ઓધ્ધો ભોગવે છે, જ્યારે ૨ મીકેનીકલ એનજીનીયરો, ૧ ઇલેક્ટ્રીકલ એનજીનીયર અને ૧ કાર્ડીંગ માસ્તર છે. એ ઉપરાંત ૨૦ મરદો બુલંદ મોબેદી પેશો ચલાવે છે. વલી ઉંચા ઓધ્ધા અને માનપાન મેલવવામાં પણ આ કુટુંબ નસીબવંત નીવડયું છે. તેનો ટુંક સાર આ પ્રમાણે છે. એક વડોદરા રાજ્યની વરીષ્ટ કોર્ટના ચીફ જસટીસ થઈ તે રાજ્યના દીવાન પદે પોંહોંચ્યા હતા, એક મુંબઇની કોરપોરેશનના પ્રમુખ થવાનું માન મેલવવા પામ્યા હતા, અને આજે તે સંસ્થાના સર્વેથી જુના સભાસદ છે, એક ઇનડીયન સીવીલ સર્વીસ (I. C. S.)માં દાખલ થયા હતા, એક ખાનબહાદુરનો એલકાબ પામ્યા છે, એક ખાનસાહેબ થયા હતા, બે મુંબઇના જસટીસ ઓફ ધી પીસ (J. P.) થયા છે, એક મુંબઇની સ્મોલ કોઝ કોર્ટના ન્યાયાધીશ પદે પોંહોંચ્યા છે, એક મુંબઇના ઇમપરૂવમેંટ ટ્રસ્ટનાં મદદનીશ લેંડ મેનેજર છે, અને ત્રણ ઇન્ડીયન મેડીકલ સર્વીસ (I. M. S.) માં દાખલ થઇ શેહનશાહતને લડાઇના વખતમાં મદદ કરી છે. વલી યુનીવરસીટીના પ્રાઇઝો અને સ્કોલરશીપો મેલવવામાં પણ આ કુટુંબના નબીરાઓએ સારૂં નામ કઢાડયું છે, જેની વીગત એ ઇનામો જીતી જનારાઓની કારકીરદીમાં જણાવવામાં આવી છે.

જ્યારે કોઇ એક કુટુંબ ઘણું મોટું થાય ત્યારે તેની જુદી જુદી શાખાઓને જુદા જુદા મશકરીના આડ નામ (nicknames) આપવામાં આવે છે. એજ પ્રમાણે જ્યારે દાદાચાનજી કુટુંબ મોટું થવા લાગ્યું, ત્યારે તેમાં પણ જાતજાતના મશ્કરીના આડનામો અપાવા લાગ્યાં, અને અમુક પેસ્તનજી કે કાવસજી કે રૂસ્તમજીને

ઓલખવા હોય, તો તાલકયા, વાલખાઉ, મેઘા, અથવા શીરામ (શ્રીરામ) ઉમેર્યાથી તેઓ તુરત માલમ પડી આવતા. એ રીતે દાદાચાનજીના ત્રણ જુદા જુદા બેટાઓથી ઉતરી આવેલી મુખ્ય શાખાઓનાં જુદાં જુદાં આડનાંમો પડેલાં છે, જેવાં કે તાલકયા, વાલખાઉ, મેઘા, શીરામ ઇત્યાદિ. બહમનજી દાદાચાનજીની શાખાનો મોટો ભાગ **તાલકયા** તરીકે ઓલખાય છે. એ શાખામાં મરહુમ ખાનસાહેબ કાવરૂજી હોરમજી દાદાચાનજી, ખાનબહાદુર ડાકટર પાલનજી હોરમજી દાદાચાનજી, મરહુમ પેસતનજી દોરાબજી દાદાચાનજી, મરહુમ હોરમજજી માણેકજી દાદાચાનજી, એરવદ પીરોજજી એદલજી દાદાચાનજી ઇત્યાદિના કુટુંબો આવે છે. જમશેદ દાદાચાનજીની શાખાનો મોટો ભાગ **વાલખાઉ** તરીકે જણાયલો છે. મરહુમ જામાસ્પજી એદલજી દાદાચાનજી તથા ડાકટર કાવસજી એદલજી દાદાચાનજી એ શાખામાં આવી જાય છે. હીરા દાદાચાનજીની શાખામાંથી **મેઘા** અને **શીરામ**ને નામે ઓળખાતાં કુટુંબો નીકલ્યાં છે. મેઘામાં મરહુમ મોબેદો પાલનજી તથા રૂસ્તમજી રતનજી દાદાચાનજી શેઠ કેરશાસ્પજી રૂસ્તમજી દાદાચાનજી, ડાકટર એદલજી રૂસ્તમજી દાદાચાનજી, શેઠ કાવસજી ટેમુલજી દાદાચાનજી, વીગેરેના કુટુંબોનો સમાવેશ થાય છે; જ્યારે શીરામમાં શેઠ મહેરવાનજી એદલજી દાદાચાનજી તથા એરવદ બેરામજી દારાબજી દાદાચાનજીના કુટુંબો આવી જાય છે. એ મુખ્ય અટકો શીવાય બીજી ઘણી અટકો પડી છે, પણ તે બધીં પાછળા વખતની માલમ પડે છે, જેવી કે વરાન, ફ્લીસ, ગનેશ, દાવર વીગેરે. પણ એ પાછળી અટકવાલાઓ ઉપલી ચાર મુખ્ય અટકવાળાઓની માત્ર પેટા શાખાઓજ છે. એ જુદીજુદી અટકવાળી શાખાઓનો વંશાવલીના કયાં કયાં પાનાંઓમાં સમાવેશ થયો છે, તે કુટુંબીઓને જાણવાને સવલ પડે એવી મતલબથી નીચલી ટીપ આપવામાં આવી છે.

| | | | |
|---|---|---|---|
| **તાલકયા** | વંસાવલીનું | પાનું | ૬ થી ૧૪. |
| વરાન | ,, | ,, | ૧૭–૧૮ |
| ફ્લીસ | ,, | ,, | ૧૯–૨૦ |
| **તારાપોર લાઇન** | ,, | ,, | ૨૧–૨૮ |
| વાલખાઉ | ,, | ,, | ૨૯–૩૬ |
| ગણેશ–દાવર | ,, | ,, | ૩૨ |
| **મેઘા** | ,, | ,, | ૩૭–૪૫ |
| **શીરામ** | ,, | ,, | ૪૬–૪૮ |

ઉપલી અટકો પડવાના કારણો કુટુંબના બુઝોર્ગો નીચે મુજબ જણાવતા હતા.

**તાલકયા**:—એમ જણાય છે કે એ શાખાના એક બુઝોર્ગ વડવા રાત્રે કોડીઆંના દીવા આગળ બેસીને સીવતા હતા. તે વેળાએ તેઓ એટલા વાંકા વલયા હતા, કે માથાંના બાલને દીવાની ઝાળ લાગવાથી બાલ સળગી ઉઠયા. તેથી પોતાનું તાલકું દાઝી ગયું, એવી બુમ તેઓએ પાડવા માંડી. તે ઉપરથી, તેમજ કદાચ તાલકાના બાલ બળી જઇ તાલકું ખુલ્લું થઈ જવાથી, તેમને તાલકયા કરીને ઓળખાવવામાં આવ્યા અને ત્યારથી આજ સુધી એ કુટુંબના સભ્યો તાલકયાને નામે ઓલખાય છે.

**વાલખાઉ**:—વાલખાઉ કુટુંબના મોબેદો અસલંથી ઉપર સદર જણાવવા મુજબ તવડીનું પંથક ચલાવતા હતા. એક વર્ષે વાલનો પાક એટલો બધો ઉતર્યો હતો કે વાલ પાણીને મુલે વેચાવા લાગ્યા. તે અરસામાં તવડીના એક બહેદીન ગાડું ભરીને વાલ નવસારી વેચવા લાવ્યા. પણ વેપારીઓએ તે માલની ઘણીજ નીર્જીવ કીંમત આપવાની માંગણી કરવાથી તેઓએ તે વેચવાને બદલે પોતાના દાદાચાનજી પંથકીને ત્યાં તે ગાડું ખાલી કરીને, તેમને તે ભેટ આપ્યા. તેમણે ધાર્યું કે સસ્તા વેચવા કરતાં, પોતાના ગરીબ મોબેદને આપે તો તેનાં બચ્ચાંઓ તે ખાઈને આશીષો દેશે. એતેફાક એવો બન્યો કે બીજે વર્ષે સખત દુકાલ પડયો અને લોકોને અનાજ મેળવવાની અતિશય મુશકેલી પડી, અને ભુખમરો વેઠવો પડયો. તે વખતમાં તવડીના આ ગરીબ પંથકીના ઘરમાં ભરેલા વાળ તેઓને ખરા આશીર્વાદ સમાન થઇ પડયા. જયારે બીજા લોકોને ખાવાના વાખા પડે ત્યારે આ કુટુંબ ચુપચુપ રોજ વાળ ખાઈને પેટ ભરતું હતું. પણ આડોસીપાડોસીઓ જયારે એ કુટુંબના નાનાં છોકરાંઓને પુછવા મંડયા કે "આજે શું જમ્યાં," ત્યારે રોજ તે નીર્દોષ બાલકો કહેતાં હતાં કે "આજે વાળ ખાધા." તે ઉપરથી એ આખી શાખાનું નામ વાલખાઉ પડયું.

**મેઘા**:—એ અટક કેમ પડી તેનો કાંઈ મનમાનતો ખુલાસો મળી શકતો નથી.

**શીરામઃ**—એ અટક હિંદુઓના સ્મશાને જતી વખતના “ શ્રીરામ ” બોલ ઉપરથી નીકળેલી લાગે છે, કારણ કે હિંદુઓના સ્મશાનની નજદીકમાં એ કુટુંબીઓનું મકાન આવેલું છે. ત્યાં “ શ્રી રામ ” ની બુમો સંભળાતી હતી તે ઉપરથી એ અટક પડી હોય. એ અટક ઘણા પાછળા વખતે પડી હોય એવું લાગે છે.

દાદાચાનજી કુટુંબની એક શાખા ઘણા લાંબા વખતથી તારાપોર જઈને વસી છે. એવું કહેવાય છે કે જમશેદ દાદાચાનજીના દીકરા દારાબના બે દીકરાઓ **જીજીદારૂ** અને **શાપુર**, મોગલાઇ વખતમાં, કોઇ મુશ્કેલીમાં અથવા ઇતરાજીમાં આવી પડવાથી તારાપોર જઇને વસ્યા હતા. અને તે જગાને પોતાનું ત્યુકનું રહેઠાણ બનાવ્યું હતું અને એ બે ભાઈઓની પહેડી આજે પણ **તારાપોર**માં વસે છે. અસલ કુટુંબથી લાંબોવખત થયા છુટા પડવાને લીધે, એ કુટુંબોની અટકમાં આસ્તે આસ્તે ફેરફાર થવા માંડ્યો છે, અને કેટલાકોએ દાદાચાનજીની અસલ અટક છોડીને બીજી અટકો ધારણ કીધી છે, જેવી કે “ તારવાલા ” (કારણ કે આંગણામાં તાડનું ઝાડ હતું ), “ મહેતા ” ( કારણ કે મહેતાગીરી કરતા હતા ), વીગેરે. પણ ખુશી અને શુક્રગુઝારીની બીના એ છે કે કેટલાક જવાનીઆઓએ પાછી દાદાચાનજીની અટક ધારણ કરવા માંડી છે. તારાપોરવાલા દાદાચાનજીઓ ઘણો લાંબો વખત થયા ઉદવાડે નાવર મરાતબ થતા આવ્યા છે. આ જગ્યાએ તારાપોરની દાદાચાનજીના વંશની એક શાખા વીશે કાંઇક નોંધ લેવાની જરૂર છે. તારાપોરમાં “ખાંજનવાલાનું” એક કુટુંબ વશે છે જે પણ અસલ દાદાચાનજીના વંશમાંથી ઉતરી આવેલું જણાવવામાં આવે છે. તેઓને ત્યાં લગ્નમાં તથા મરણ વખ્તે તેઓની અટક “દાદાચાનજી તથા ખાજનવાલા” તરીકે જણાવવામાં આવે છે. એ કુટુંબ તારવાલાના કુટુંબ સાથે અતલગની સગાઇથી જોડાયલું છે. ઘણી ખબર કહાડવા છતાં એ કુટુંબ કોણથી ઉતરી આવ્યું છે તે બરાબર જણાતું નથી. એ કુટુંબની હાલની નામ ઘરણુના ગોથીઓ ઉપરથી એ કુટુંબનો સંબંધ મરહુમ દાદાચાનજી સુધી સીલસીલાબંધ જોડી શકાતો નથી તેમજ એ કુટુંબના હાલના હૈયાત આદમીઓ પણ ચાર પાંચ પેહેડી ઉપરના પોતાના વડવાઓના નામ કહી શકતા નથી. હાલમાં એ શાખાની જે વીગતો મલી છે તે પાના ૪૯ ઉપર ખાજનવાલાનાં કુટુંબનાં મથાલાં નીચે મુકી છે. જો કોઇ એ શાખાની વધારે વીગતો આપી શકશે તો હમારા ઉપર ઉપકાર થશે.



## એ૦ શાપુર-શેહરીયાર થી એ૦ આશા ફરેદુન સુધીની લાઇન.





# એ૰ આશા—ફરેદુનથી એ૰ દાદાચાનજી સુધીની લાઇન.





## એ૦ દાદા-ચાનજી.

ના૦ ૧ થી ૨૧.

એ૦ દાદા (દારાબ) (૧)
મ૦ ૨-૩-૧૦૯૧
ઉ૦ વ૦ ૭૦
=શાહજન






(નાં૦ ૨૨ થી ૩૭.)

એ૦ બહમન (૪) [જુવો પાનું ૩]
મ૦ ૧૭-૩-+
=વીરબાઇ માણેકજી ફરેદુન ચાંદા.
=માણેકબાઇ લોહરાસ્પ.

---

એ૦ રતન (૨૨)
મ૦ ૧૬-૭-+
=ગે૦ માણેકબાઇ શાપુર

એ૦ મીનોચહેર (૨૩)
મ૦ ૧૯-૧-+
=નવાજબાઇ
(જુવો પાનું ૧૫)

એ૦ કેરશાશપ (૨૪)
મ૦ ૧૬-૫-+
=જીઆઇ
(જુવો પાનું ૧૭)

ખુ૦ વીરબાઇ (૨૫)
મ૦ ૧૫-૫-+

---

એ૦ દારાબ (૨૬)
મ૦ ૨૦-૬-+
=વીરબાઇ

ખુ૦ કાઉસ (૩૧)
મ૦ ૧૦-૨-+

એ૦ માણેક (૨૭)
મ૦ ૬-૭-+
=કુંવરબાઇ

ખુ૦ નવરોજ (૨૮)
મ૦ ૧-૧૧-+

એ૦ એદલ (૨૯)
મ૦ ૧૭-૧-૧૧૮૮
=ખુ૦ માકી
=કુંવરબાઇ એ૦
હી૦ દા૦ (૬૦૭)

એ૦ બહેરામ (૩૦)
મ૦ ૯-૮-૧૨૦૩
ઉ૦ વ૦ ૬૦
=હીરાંબાઇ
(જુવો પાનુ ૯)

---

એ૦ ખોરશેદ (૩૨)
મ૦ ૨૪-૧૧-૧૧૮૮
=રતનબાઇ મી૦ શા૦
દા૦ (૨૬૯)

એ૦ ફરામ (૩૩)
(ભાઇ ખોરશેદ
(૩૨)નો પાલક)
મ૦ ૧૨-૬-૧૨૦૫
=બચુબાઇ નવ૦
ખ૦ દા૦ (૪૫૭)
(જુવો પાનું ૫)

એ૦ બહમન (૩૪)
મ૦ ૭-૨-૧૨૦૫
=નવાજબાઇ એ૦
ર૦ દા૦ (૧૦૫)
=રતનબાઇ એ૦
ર૦ દા૦ (૧૧૨)
(જુવો પાનું ૬)

એ૦ રતન (૩૫)
મ૦ ૨-૧૨-૧૨૪૭
ઉ૦ વ૦ ૮૫
=હમાએ બરજોરજી
શા૦ દા૦ (૬૨૦)
(જુવો પાનું ૮)

હીરાંબાઇ (૩૬)
મ૦ ૨૯-૧૦-૧૨૪'
ઉ૦ વ૦ ૭૫.
=એ૦ એદલજી મી૦
શા૦ દા૦ (૨૬૬)

હમાએ (૩૭)
મ૦ ૧૯-૫-૧૨૨૯
=એ૦ જમશેદ પા૦
દા૦ (૨૩૭)

# એ૦ ફરામ-એદલ-રતન-બહમન-દાદાચાનજી.

એ૦ ફરામ (૩૩) [જુવો પાનું ૪]
(પાલક ભાઇ ખોરશેદ (૩૨) નો)
મ૦ ૧૨-૬-૧૨૦૫
=બચુબાઇ ન૦ ખ૦ દા૦ (૪૫૭)




એ૦ ફરામરોજ (૪૫)
જ૦ ૧૨૪૮
=ગુલબાઇ હો૦ નસ૦ માદન
=માણેકબાઇ એ૦ કરકરયા

એ૦ અરદેશર (૫૦)
જ૦ ૧૨૭૩

એ૦ નેહમીના (૫૧)
જ૦ ૧૨૭૫

એ૦ મહેરબાઇ (૫૨)
મ૦ ૮-૬-૧૨૮૬
ઉ૦ વ૦ ૮॥

ખુ૦ વહમાન (૫૩)
છોકરી
મ૦ ૬-૧૧-૧૨૮૨
ઉ૦ દી૦ ૨૪

એ૦ ફરેદુન (૪૬)
જ૦ ૧૨૫૦
=સુનાબાઇ હો૦ ન૦ માદન

સુનાબાઇ (૪૭)
જ૦ ૧૨૫૫
=એ૦ પાલનજી દો૦ દા૦ (૮૧૬)

એ૦ નોશીરવાન (૪૮)
જ૦ ૧૨૫૭
=પીરોજબાઇ દો૦ રૂ૦ દા૦ (૮૧૭)

એ૦ પીરોજબાઇ (૪૯)
જ૦ ૧૨૬૦

ખુ૦ હોરમસજી (૫૯)
મ૦ ઉ૦ માસ ૬

પુતલીબાઇ (૬૦)
જ૦ ૧૨૮૫

એ૦ શીરીનબાઇ (૫૪)
જ૦ ૧૨૭૩

ખુ૦ હોરમજ (૫૫)
મ૦ ૧૫-૧૨-૧૨૭૬
ઉ૦ વ૦ ૧

એ૦ મીનોચહેર (૫૬)
જ૦ ૧૨૭૭

ખુ૦ જાલ (૫૭)
મ૦ ૧૧-૮-૧૨૮૦
ઉ૦ વ૦ ૧॥

એ૦ બરજોર (૫૮)
જ૦ ૧૨૮૧

# એ૦ બહમન-એદલ-રતન-બહમન-દાદાચાનજી.

[નં૦ ૬૧ થી ૮૦]

એ૦ બહમન (૩૪) (જુવો પાનું ૪)
મ૦ ૮-૨-૧૨૦૫
=નવાજબાઇ એ૦ ૨૦ દા૦ (૧૦૭)
=રતનબાઇ એ૦ ૨૦ દા૦ (૧૧૨)



# એ૦ એદલ-બહમન-એદલ-રતન બહમન-દાદાભાનજી.



એ૦ એદલ (૬૩) [જુવો પાનું ૬]
(ભાઇ એ૦ બરજોરના પાલક)
મ૦ ૩૦-૧૧-૧૨૬૩
=નવાજબાઇ એ૦ મ૦ દા૦ (૨૭૧)



